# ચતુર ચોર અને બહાદુર ડીટેકટીવ.

એક સુંદર શીતળ સાંજના એક લીલા દરાખના માંડવા હેઠળ એક સુંદરી પ્યારની અંદર મશગુલ પોતાના વ્હાલા સાથે વાત કરતી એક કોચ ઉપર બેઠેલી માલમ પડે છે.

"શું વ્હાલા ત્યારે તું જશે." તેણીએ આંખમાં મોતી જેવા આંસુ સાથે પોતાના વહાલાની ગરદન આસપાસ હાથ નાખી કહ્યું " હું નહિ ધારતી હતી કે આપણા પ્યારની અંદર એવી ખલલ પડશે."

" વ્હાલી! " એમા ખલલ શાની. જો આપણો પ્યાર સાચો જ છે તો મોત સીવાય આપણને આ દુનિયામાં કોઇ જુદું પાડી શકશે નહિ. વ્હાલી તે ગામ કંઇ ઘણું દુર નથી નજીકમાંજ છે માટે તને મારી ફુરસદે મલી જઇશ. "

" વ્હાલા! તું ત્યાં જવા માટે કયારે ઉપડશે ! "

" આવતી કાલે ત્રણ વાગે. "

" વારૂ ચાલની હવે અંદર જઇએ કારણ પીતાજી વાટ જોતાં હશે. "

તે સુંદરી એક રીટાયર થયેલા પૈસેપુર પાલનજી શેઠની એકની એક છોકરી હતી જ્યારે તેણીની સાથેનો જવાન ફીરોઝ મરહુમ હીરજી શેઠનો છોકરો થતો હતો. જેના માબાપ બચપણમાં તેને પાલનજી શેઠના આશરા તળે સોંપી મરણ પામ્યા હતા.

બચપણથી ફીરોઝ પાલનજી શેઠના આશરા તળે રહ્યો હતો. જે

અરસામાં પાલનજી શેઠની એકની એક છોકરી શીરીન સાથે હાથ બાંધર્યા હતા. તે ફીરતીએ આજે પાકું રૂપ લીધું હતું તે બેન ફીરોઝ આજ બે વર્ષ થયાં પાલનજી શેઠની મહેરબાનીથી છુપી પોલીસમા જોડાયો હતો. જ્યાં તે પોતાની અક્કલ હુશીયારીથી પોતાના ઉપરીનો ઘણો માનીતો અને પ્યારો થઇ પડયો હતો.

જેવા તેઓ બંન્ને જણા અંદર ગયા. તેવાજ તે બુઢા પાલનજી શેઠ પોતાના હાથમાની ચોપડી મુકી દઇ તેઓને શેકહેન્ડ કરતા બોલ્યો, " કેમ ફીરોઝ બેટા, ત્યારે આખરે તું કાલે જવાનો. "

"હા પીતાજી, ઉપરીના બોલને મારે માન આપવું જોઇએ જો કે ત્યા ઘણી ખાસ્તી છે તે છતા મારે તો જવુંજ પડવાનું. મારી સાથે મારો બોદા છે એટલે મને કંઇ બીહવા જેવું નથી. "

" વારૂ બેટા ભલે જા. પણ તુ ઘણો ઉછાછરો છે તેથી હુ તને બાપ તરીકે શીખામણ આપુ છુ કે ત્યાં કાઇ ઘણી હુજતાઇ કરતો ના કારણકે તે લોક ઘણાજ ખુની કહેવાય છે અને ભલાભલા ડોટકટીવોને થાપ આપી છે વારૂ પણ બેટા હવે તું માનપાનવાળો થયો, તુ તારા ગરીબડા પીતાને વીસરી જશે. "

" શુ પીતાજી હુ તમોને વીસરી જઇશ ના કદી નહિ જ્યા સુધી આ જીવનો દમ આ ખોળીયામા છે ત્યા સુધી હુ તમો જેવા બુઝરોગ પીતાજીનો તાબેદાર થઇ રહીશ. પૈસા જેવી નજીવી ચીજને માટે વીસરી જાઉં ના કદી નહિ! "

એટલામા ચાકરે દાખલ થઇ ભોજન તૈયાર હોવાની ખબર આપી જેથી તેઓ જમવાના રૂમમાં ગયાં. જ્યાં બુઢા પાલનજીએ ફીરોઝની

નંદુરસ્તી સાથે ફતેહમંદી ભરેલી ઘણી દુવાઓ દીધી. બીજે દીવસે ચાર વાગે ફીરોઝ પોતાની જીંદગીની વહાલી મહેરદારને છોડી પુવ તરફનો રસ્તો લીધો, જે રસ્તે ત્રીસ માઇલને દુર એક ગામડું હતું. જે ગામમાં સોનેરી ટોળી વાળાઓ ખોટા સીકકાઓ પાડી ગરીબ લોકોને ખુબ સતાવતા હતા.

એક રાતના ફીરોઝ પોતાની ઓફીસ રૂમમાં બીડીનો ધુંમાડો ફુંકતો આગલે દીવસે કીધેલા કામનો અને આવ્યાને પાંચ દીવસ થયા તે છતા પણ હજી કંઇ ન હોવાને લીધે નાશીપાસ થયેલો વિચારમા મશગુલ બેઠે હતો. તેવામા તેના ઓરડાનુ બારણું ઠોકવામાં આવ્યું.

" કોણ છો. અંદર આવો. "

મી પાલનજી તેની સામે ગાંડાની માફક દોડતા આવી પાસેની ખુરશીપર બેસી ગયા.

હુ બેબાકળો થઇ જોવા લાગો અને વીચારમા પડયો કે શુ થયું હશે અરે કદાચ વહાલીને કઇ થયુ હોય તો પછી હુ શુ કરીશ. મારૂં નામ અને માન સરવ તેના વગર ધુળ મળી જશે.

તેઓને મે થોડો વખત થાક ખાવા દઇ મે આસ્તેથી પુછ્યુ " કેમ પીતાજી શુ છે, કે તમોને આટલે દુર એકાએક આવવું પડયુ. સરવે ખુશી મજામાં છે કેની, કારણકે મને ગુંચવાડો ઉત્પન્ન થાય છે. "

તેઓ મને પાધરો જવાબ આપવાને બદલે રડવા લાગ્યા.

જેથી હું ગભરાયેલો હતો તેના કરતા વધુ ગભરાવો અને ર-

બેન મારી વ્હાલી શારીન કે જેમને મારા જીવ કરતા વહાલી હતી તેને કંઈ થયુ હોય ! મે મારેથી બનતો દીલાસો આપ્યો અને શું બન્યુ હતું તે સમજાવવા કહ્યુ

"બેટા મારા બુઢાપણામા મારૂ સત્યાનાશ વળી ગયું. તેણે હાય મારી જવાબ આપ્યો.

શુ ઘરમાં આગ લાગી યા ચોર આવીને સઘળુ ચોરી ગયા, જો તેમ હોય તો પીતાજી મારૂં સઘળું છે તે તમારૂ જ જાણજો કારણ કે તમોએ મને નાનપણથી પાળી બાપ કરતા પણ વધારે કીધુ છે તો હુ તમને દુખી વખતમા મદદ નહિ કરૂ તો મારા જેવા બે ઇમાન આ દુનિયામા કોઇ નહિ હોય.

"તેના કરતા પણ ખરાબ મારા વ્હાલા દીકરા" અહીયા તે પોકે પોક રડી મને વળગી પડી અને બોલ્યા, દીકરા, મારી જીંદગીની આશા "શારીન" ને કોઇ લુચ્ચા શખશો ઉપાડી ગયા."

"શુ ! ઉપાડી ગયા ! કોણ પીતાજી મને બીલકુલ સમજ નથી પડતી વાસ્તે શુ બન્યુ તે મને સમજાવો હુ મારેથી બનતુ કરીશ."

તેણે મને કહ્યુ "તુ અહીયા આવ્યા પછી ત્રીજે દહાડે હુ શારીન અને તેની નોકર (દાગી) બપોરના ગાડીમા બેસીને તેની માસીને ત્યાં ગયા. તેઓને મુકી હુ મારે ઘેર ગયો. સાંજના જ્યારે હુ ઘરમા આવ્યો ત્યારે મને માલુમ પડ્યુ કે શારીન હજુ આવી નથી તેથી રાતના નવ વાગ્યા વેર વાટ જોઇ પણ આખરે નહી આવવાથી હુ તેણીની માસીને ત્યા ગયો જ્યા જઈ પુછતાં જવાબ

મલ્યો કે શીરીન આઠ વાગેની ઘરે ગઇ છે. હું રસ્તામાં એવી રીતે દોડયો કે લોકો મને મેડ થયેલો માનવા લાગ્યા, ઘેર આવતા મને શીરીનની દાસી રડતી અને માથું કુટતી સામે મલી. ગભરાટમા પુછ્યુ કેમ શુ છે અને શીરીન કયા છે ?"

" સત્યાનાસ વળી ગયુ." તેણી બોલી, "મારી બાઇને કોઇ લુચ્ચાઓ લુટી ગયા."

:"લુટી ગયા' મે તદન ગાંડો થઇ જઇ બુમ પાડી.

"હા,' તેણીએ જવાબ આપ્યો.

"કેવી રીતે" એ સીવાય બીજા અસંખ્ય સવાલો તેણીને પુછ્યા.

"તેણી ધીમેથી બોલી, માગીને ત્યાથી સહી સલામત આપણા ઘર વેર આવી પુગ્યા, જેવામા બે માણસો પગથી તે માથા સુધી સદતર કાલા કફનમા ઢંકાઇ ગયેલા ઝાડીમાથી બહાર આવ્યા અને એક મારૂ મોઢુ ડુચાથી બધ કીધુ અને ત્યાર પછી તેએ શીરીન કે જેની આ સઘળું જોતા બે શુધ થઇ ગઇ હતી તેને ઉપાડીને નાસી ગયા."

"આ સઘળો હેવાલ છે અને હુ આખો દહાડો રખડયો પણ તેણીનો કમ પતો મલતો નથી."

મે પુછ્યુ. "તે જગાએથી બીજુ કઇ મલ્યુ હતું"

"હા" તેણે જવાબ દીધો "એક કટાએલી છરી."

પોતાના ગજવામાથી એક જુની ખરાબ થયેલી છરી કાઢી મારા હાથમા મેલી હું તે છરીને ઘણા ધ્યાનથી તપાસવા લાગ્યો

જે પર કોઈનું નામ કોતરેલુ હતું પણ છરી ઘણી કટાઇ ગએલી હોવાને લીધે હું તે નામ ઉકેલી શકયો નહિ

"એ મને આગલ ઘણી કામની થઇ પડશે 'મેં કહ્યું' " વારૂ તમોને કોઇ સાથ દુશમની છે?"

"એ કેવો સવાલ" તેને જવાબ આપ્યો.

"નહી હું અમથો પુછું છું "

તેણે જવાબ આપ્યો, "નહી મને આજ સુધી કોઇ સાથ દુશમની નામે નથી "

તમોએ કોઇને તમારી છોકરીની માગણી માટે ના પાડી હતી?

"હા" તેણે જવાબ આપ્યો

"તે કોણ છે વારૂ?"

"આપણા મહોલ્લામા પેનો કાવસજી કરીને રહે છે જે ઘણો ગમાર કહેવાય છે તે."

મે તેના ઘરનું સરનામું તથા તેનું નામ પુછી લઇ તેને મારેથી બનતો દીલાસો આપી જવાબ દીધો કે, "શીરીન ને હું ત્રણ હફતાંમાં શોધી કાઢી તમારા હાથમા તેણીને લાવી આપીશ."

"તું મારી શીરીન ને ત્રણ હફતામા શોધી કાઢશે. તો પછી હું કેવો ભાગ્યશાળી થઇશ."

હવે તે પોતાને ઘેર જવા ઉઠયા. જ્યારે મેં તેમને પુરતો દીલાસો આપી શાંત કરી મારા ચાકરો તેને ઘેર પોહચાડી આવી ગયા બાદ એક હજામ નવી છરી સાથ મને મારી જુની પોલીસ ઓફીસમાં મલવાને હુકમ કર્યો.

મારા ચાકરના પેલી છરીઓ સાથ પાછા ફરીને આવ્યા બાદ મે એક નોપલીમાં પેલી જુની છરી સાથે તે નવી છરીઓ ભેગી કાપી. એવો તો છુપો ડ્રેસ પહેર્યો કે હું ખુ- પોતે પોતાને ભુલી ગયો તો પછી મને મારા ઉપરી અથવા બીજુ કોણ ઓળખી શકે?"

ત્યાર પછી હુ ત્યાંના મહોલ્લામા તે છરીઓ વેચવા નીકળ્યો જે મોહલ્લામાં હું જતો ત્યાં મોટે મોટેથી મારા માલની તારીફ કરતો. મારી પાસે પુષ્કળ લોક ભેગાં કરી મારી ખરીદી કરતા સસ્તી કીમતે વેચતો અને જ્યારે કોઇ પેલી કટાએલા છરીની કીમત પુછતું ત્યારે તેની બેહદ તારીફ કરી પહેલાં નવીની કીમત કરતા દશગણા દામ માંગતો. જે માટે લોક અજાયબ થઇ મને ગાંડો સમજતા હતા. એમ કરતાં હુ પેલા નીમાની આપેલા ઘર આગળ આવી પહોચ્યો જેના ઓટલાપર એક ઉઘલુગો ચાકરને ઉઘતો જોઇ હુ તેની આગળ આવી વધારે બુમ મારતો અને મારા માલની તારીફ કરતો ઉભો. મારી બુમથી તે જાગી ઉઠયો અને મને બો લાવ્યો. મે તેને નવી છરીઓ બતાવવાને બદલે પેલી જુનીજ છરી બતાવી, જે જોઇ પહેલા તો તે અજાયબ થયો. પછી મને ટીકી ટીકીને જોવા લાગ્યો અને આખરે મારા ડગલાનો કોલર પકડી બોલ્યો " અરે ચોર એ તો મારા શેઠની છરી તે કહાડે ગુમ થઇ હતી તે જેને માટે મને આટલા બધા માર ખાવા પડયા હવે તે મારનુ વેર તારી પર લઇશ." એમ કહી મારી ખુબ તપાસ કરવા લાગ્યો

" એઇ! શું તું મને ચોર સમજે છે કે!"

" નહી ત્યારે શાહુકાર."

" વારૂ ! વારૂ ! શાહુકાર સાહેબ આ છરી તમે ક્યાંથી લા- આ. તેના સવાલના જવાબ આપવાને બદલે મે ઘણી ગરબડ કીધી જેથી અમારી આસપાસ લોકોનું ટોળુ જમાવ થયુ, અને ગરબડ બની પડવાથી, આશરે એક ૩૦ ) વરસના બાપકાબધ ડ્રેશમા સ- જ્જ્ડ જવાન અંદરથી આવી ગરબડનુ કારણ પુછવા લાગ્યો.

જેના જવાબમા પેલા ચાકરે છરી તેના હાથમા મુકી.

પહેલા તો તે છરી જોઇ ચમક્યો. પણ પછી પાછો ઠંડો પ- ડી બોલ્યો, "શુ કરે છે એ છરીને ?"

સાહેબ, તે ચાકર અજાયબ થઇ બોલ્યો, " એ છરીને માટે તમોએ મારો વાંસો સુજાવી મુક્યો હતો, ને આજ આપ આમ બોલો છો ? "

"ચુપ સુવર કેમ આજે ખુબ ગેલમા આવ્યો છે." પછી તે મારી તરફ ફરી બોલ્યો. સાહેબ, માફ કરજો, કારણ કે આજે એણે ખાવા કરતા વધારે લીધેલો લાગે છે. કે જેથી એણે તમોને આ અપમાન કીધુ છે." એમ બોલી ચાકરને ધક્કો મારી તે બારણુ બંધ કરી અંદર ચાલી ગયો.

બસ, મને એટલુંજ જોઇતુ હતુ. હુ હવે મારી ઓફીસમા પાછો ફર્યો અને એક ચાકરને તે ઘરની નીશાની આપી. તેની પાસે સેનુ, ઘેર જેને માટે લોકોમા કંઇ વહેમ ભરાયાથી આજ કેટલાક વખતથી ખાલી પડેલુ હતુ તે ભાડે લેવા કહ્યુ. મારા ચાકરના પાછા ફર્યા પછી હુ થોડાક માણસો, કામમા આવે તેવા હથીઆ

રો અને એક દોગડુ લેઇ ભાડે લીધેલા ઘરમાં આવી રહ્યો.

* તે ઘરમા ઠરી ઠામ પડયા પછી હું મારા માણુસોને કોઇને પણ પોતાનો ચહેરો દેખાડવાની મના કરી સાંજના છુપે વેષે ફરવા નીકળ્યો.

મે પેલા ઘેર આગળ એક ફેન્સી ગાડી ઉભેલી જોઇ તેના હાંકનારને તે કોની છે તે પુછયું.

" સાહેબ આ ગાડી કાવસજી શેઠની છે "

" અરે ! શું મી. કાવસજીનો ફરવા જવાનો વખત થયો ? "

અહીયા મે મારો ચહેરો દીલગીરી ભરેલો કરી નાખ્યો.

" વારૂ એવણુ પાછા કયારે ફરશે ? " મે પુછયુ.

" શુ તમે મારા શેઠને મલવા માગો છો ? "

મે કહ્યુ " હા. "

" તો તમો કાલ સવાર વગર તેમને મલી શકશો નહિ કારણ કે આજે મારા શેઠના દોસ્તદારને ત્યા " ટી પાર્ટી " હોવાથી તે વણુ આજે રાતના મોડા ઘેર આવશે.

હુ જાણે કે મીન કાવસજી ને અહી નહિ મલવાથી દલગીર થયો હોઉં એવો ચહેરો કરી તેને આપેલી ખબર માટે ઉપકાર માની ચાલી ગયો. અને જયારે તેને ખુબ ઠાઠમાઠથી ગાડીમા બેશી જતો જોયો ત્યારે હુ ખુબ ખુશીમા આવી ગયો. મારે ઘેર આવી મેં તે ઘરમા જવાનો રસ્તો જોયો પણુ મે એક એવો રસ્તો જોયો નહિ કે જેથી હુ સહીસલામત તે ઘરમા જાઉ ? નાસીપાસ થઈ હુ પાછો ફરતો હતો. એવામા મારી નજર એક બારી પર પડી

જ બારી તે ઘરની બારીથી એક ફુટ દુર હતી. મે વખત ખોયા વગર કુદીને બારી એક પલમા હુ તે ઘરમા ગયો. મે એક કલાક સુ-ધી તે ઘેરમાં શોધ ખોળ ચલાવી પણ શીરીનની કસીનીશાની જણાઇ નહિ હુ ઘણો દીલગીર થઇને પાછો ફરતો હતો તેવામા મારા પગને કશાની ઠોકર લાગી. વાંકુ વળી જોતા મને એક ભુંયા ભો યરાના દરવાજાનુ ઢાંકુ માલમ પડયુ. જે જોરથી ઉઘાડી જોતા અંદર એક મોડી બાલમ પડી પણ ઘણું અંધારૂ હોવાને લીધે હુ બીજું કંઇ જોઇ શકયો નહિ. મે મારી સાથે આણેલું ફાનસ સળગાવ્યું અને ખોદાનુ નામ મારી જબાન પર લઇ અંદર ઉતર્યો. અંદર ઉતરતા મને એક ઓરડો જણાયો જેમાથી કોઇના ધીમા હાય ખેચવાનો અવાજ મને સમજાયો મે તે બારણુ ઉઘાડવાના ઘણાએ ફાંફા મારીયા પણ તે બારણુ લાખડનુ બનાવેલુ હોવા સાથ તેને એક મજબુત તાળુ મારેલુ હોવાથી ઉઘાડી શકયો નહિ. નાસીપાસ થયેલા દીલે હુ મારા ઘેરમા પાછો ફર્યો. કુચીનો એક ઝુલતુ ઝુમખો તથા એક ફાનસ મારી સાથે લઇ હુ પાછો તે ઘરમા આવી પુગ્યો એ વખતે કોઇના ઘેરમા અગીયારના ટકોરા વા-ગા અને હવે ઘોડાવાલાના કહેવા પ્રમાણે તે ઘરના શેઠ એક બે કલાકમા આવી પુગવાની વકી હતી. ધડકતી છાતીએ અંદર દાખલ થઇ મે ઘણી મહેનતે પેલુ તળુ ફાનસ અને ફાલ-તુ ઝુમખા વડે ઉઘાડયુ અને ઓરડાના નજર કરતા મેં શું જોયું આહા! તે દેખાવ એક પથરની છાતીના માણસને પીગલાવે એવો દેખાવ મારાથી જોઇ શકાયો નહિ. મે સીરીનના હાથ પગને બાંધી-

૨૮૭૧



આ દોરડાને કાપી નાખી તેણીને ધીમેથી ઉચકી ને ઓરડાની બહાર નીકળી ચાલ પસાર કરતો હતો તેવામાં એક ઓરડામાંથી બે ત્રણ માણસોનો વાત કરવાનો અવાજ સંભળાયો. મે અંદર નજર કીધી તો હા! જે સોનેરી ટોળીવાળાઓ લોકોને તથા ડીકરીઓને ખુબ ભુમ પડાવતા હતા તેઓને બેઠા નિકળા પાડવાના સઘળા સામાન સાથે પોતાના પાપી કામ પર પડેલા જોયા. ઘણો જલદીથી પેલી મારી આગળ આવી હું ખોદાનુ નામ મારી જબાન પર લઇ મારા બોજા સહીત ફુદકો મારી ધીમેથી મારા ઘેરમાં આવી પુગ્યો. અને જરાબી વખત ખોયા વગર મારા માણસોને શીપાઈની હોશીઆર કરવાનું કહી ત્યાંથી હું મારા ઉપરી પાસે ગયો, શું બન્યુ હતુ તે ટુંકમાં સમજાવી મે તેની પાસેથી પુરતી મદદ મેળવી હું પેલા ઘેર આગળ આવ્યો અને કેટલાક માણસોને તે ઘરની આસપાસ ફરતા રહેવા જણાવી કોઇ પણ બહાર આવે તેને પકડવા જણાવ્યું અને હું બાકીના માણસો સાથે જયાં પેલા લોકો પોતાનુ પાપી કામ કરતા હતા ત્યાં ઘસી ગયા. પેલા લોકો પહેલા તો અમોને જોઇ ગભરાઇ ગયા પણ હીંમતથી સામે થયા પણ હમારી સંખ્યા વધારે હોવાને લીધે હમોને તેઓને પકડવામાં વધારે મહેનત પડી નહિ. મારા માણસોને તેઓને ચોકીમાં લઈ જવા કહી હું મારા પીતાજીને ખુશખબર કહી તેઓને મારી સાથે શીરીન આગળ લઇ આવ્યો જે વખતે તે બાપ દીકરીનો મેળાપ એક જોવા લાયક દેખાવ હતો. બીજી સવારે પેલાઓને જેમાં ટુંપેલો પૈસાદાર શેઠ મી. કાવસજી જે સોનેરી ટોળીનો અગ્રેસર હતો

અને તે પૈસા વડે આખા ગામમા મોટો પૈસાદાર ગણાતો હતો તે સ- રવને માજીસ્ટ્રેટ સન્મુખ ઉભા કરવામા આવ્યા જે મધે વાંક પુરવાર થએલો જાણી સરવેને દેશનીકાલની સજા થઈ અને મી. ફીરોઝને પોતાની ચાલાકી વાપરી જીવના જોખમે કામ બજાવી યોગ્ય પરી ણામ લાવવા માટે સરકાર તરફથી એક સુંદર ચાંદ આપવામા આ- વ્યું. અને આજ દીવસ સુધી ઘણા ડીટેકટીવોએ મહેનત કરવા છતા પતો નહિ લાગનાર એવી રીકકા પાડનારી સોનેરી ટાળીનો પતો લાવનાર તરીકે પહેલ વહેલા જાણી તેમને " બહાદુર ડીટેકટીવ " એ નામ આપ્યુ હતું

મી ફીરોઝને પોતાની ચાલાકી માટે પાલનજી શેઠ તરફથી અ- મુલ્ય નવાજેશ તરીકે તેની વહાલી શીરીન મળી. પાલનજી શેઠની સરવે મીલકતનો ધણી ફીરોઝ થયો. ફીરોઝ અને શીરીન એ બને સુખી જોડું આનદમા દીવસ ગુજારતા એક સુંદર બગલા મધે બેઠા બેઠા વાતો કરતા હતા અને ખોદા પાસેથી પોતાને સુખી રાખવાને માટે બદગી કરતા હતા

ખુદા ફીરોઝ—શીરીન ના. જોડાને સુખી રાખે.

**સમાપ્ત.**

# વાળાની અકસીર દવા.

વાગાની અનહદ પીડા માત્ર ૨૪ કલાકમા મટે છે.
ફી ડબ્બી ૧, નો રૂ. ૧—૪—૦ પોરટેજ જુદું.

## બ. વી. એસ. મોદી.

સોલ એજન્ટ. હરીલાલ એન્ડ કું.
વેરાવળ
( કાઠિયાવાડ )

( સચિત્ર )

# કોકશાસ્ત્ર.

દોહરો—પીગલ બીન છદ રચે અરૂ ગીતા વીણુ જ્ઞાન,
" કોક " વીણુ રતી કરે, સો નર પશુ સમાન

અર્થ—કવીતા બનાવવામાં પીગલની મદદ જેવી જરૂરી છે તેવી જ રીતે લગ્ન કર્યા પહેલાં, એક વખત " કોકશાસ્ત્ર " જોઇ જવુ પણુ જરૂરવું છે. જે મુલકમા જવું થાય તે મુલકના કાનુનથી વાકેફ થવુ જરૂરી છે જ્યાં સુધી એક કામ જેના ના લાભ, હાની સારૂ, નરસુ વગેરે જાણુતા નથી ત્યા સુધી તે કામ કરવુ અલગુત ભુલ ભરેલુ છે. નિયમ પરમાણે પ્રેમપુર્વક રતી કરવાથી દપતિને વિશેષ આનંદ પ્રાપ્ત થવાની સાથે આરોગ્યતાને પણુ લાભ થાય છે. સતાન પણુ ઉત્પન્ન થાય છે. ટુકમા આ પુસ્તક એક વખત વાચી જવાથી સરવે જાતની માહીતગારી મળે છે.

કીમત રૂ. ૨, બે પારટેજ જુદુ.

હરીલાલ એન્ડ કું.
વેરાવળ ( કાઠિયાવાડ )

## બીડી નીષેધક ગોળીયો.

૧૦૦ બીડી પીનાર ટુંક વખતમાં બીડીના ખરાબ વ્યસનથી મુક્ત થાય છે.

કી ૧૦૦ ગોળીનો રૂ ૦।.

બ. ટી. એસ મોદી
સોલ એજન્ટ,
હરીલાલ એન્ડ કુ.
વેરાવળ,
( કાઠિયાવાડ. )

## દેશી દવાનો અદભુત ચમત્કાર.

વધરાવળનો ઇલાજ—જખમ વગર ફક્ત લેપ અને ખાવાની વનસ્પતિની ગોળીઓથી ઘણા વરસોની જુની વધરાવળ ( અંડવૃદ્ધિ રસ ઉતરી ગોળાનું વધવું ) તે સારૂ કરીએ છીએ.

મુંબઇના ગ્રાહક પાસેથી ઉધડ ઠરાવ કરી ફાયદો થયેથી પૈસા લેવામાં આવે છે.

બહાર ગામના ગ્રાહકો પાસેથી ગોળી. ૨૪ ) ની ડબી ૧, નો રૂ ૧) તથા લેપની ડબી ના રૂ. ૩ પોસ્ટેજ જુદું.

## ખાસ સ્ત્રીઓ માટે.

## વંધ્યત્વ પરીહારકરસ.

સ્ત્રીઓના તમામ ગુપ્ત દર્દો મટાડી વખતો વખત પતી ક-
સુવાવાડ અટકાવી ગર્ભાશયને ગર્ભ લાયક કરે છે દરદો મટાડી બાકી
સુધારી શરીર નીરોગી બનાવે છે.

કીમત શીશી ૧ ના રૂ. ૧-૮-૦ પોસ્ટેજ જુદું.

# વિર્યસ્થંભન નાભી લેપ.

આ લેપ ડુંટીની આસપાસ પાણી સાથે લગાડવાથી ૨૦ )
જાતના પ્રમેહ મટે છે. સ્વપનામા કે પેસાબમા જતી ધાત અટકાવે છે
સંસાર સુખ ભોગવતી વખતે ૪૦ મીનીટ સ્થંભન થાય છે.

કી શીશી ૧ ) ના રૂ. ૧ ) પોસ્ટેજ જુદું.

**વૈદ્ય ત્રીભોવન સવજી મોદી**

**ઠે લાલબાગ પાસે પાંજરા પોળ સામે**

મુંબઇ

---

# નવીન જાહેર ખબર

વપરાએલી ટપાલની કોઇ પણ જાતની ( ૨૦૦ ) ટીકીટો મો-
કલનારને વાંચવા લાયક વાર્તા પુસ્તક મોકલવામા આવે છે
પોસ્ટેજ ખર્ચ માટે અર્ધા આનાનો સ્ટામ્પ બીડવે.

## "સ્ટાર સ્ટાંમ્પ કું."

## વેરાવળ

કાઠિયાવાડ.

# ઘડીયાળોનું પ્રદર્શન.

૨ વર્ષની ગેરંટી સાથનું સુંદર ખીસાનું

રૂપીઆ રૂ ૨) ની કીંમતમાં મોકલવામાં આવે છે

જ જુદું.

અમોએ મોટો જથો ખાસ વીલાયતથી ઓર્ડર જોગ મંગાયોછે માટે ઉપરના સસ્તા ભાવે આપીયે છીયે